# ઓલપાડ તાલુકાનું

# શિક્ષણ.

## ( ધોરણ બીજા સારૂ. )


રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

**નારણદાસ નવલરામ,**

ઠે૦ કેળાપીઠ-સુરત.



વેચનાર-બુકસેલર [illegible] નારણદાસ,

ઠે૦ નાણાવટ-સુરત.

" બુકસેલર-[illegible] નારણદાસ.

ઠે૦ લીમડાચોક-સુરત.

આવૃતિ ૧ લી. સને ૧૯૧૫ પ્રત ૧૦૦૦

............

**કીંમત રૂ. ૦-૧-૦.**

# ઓરપાડ તાલુકાનું શિક્ષણ.

## સામાન્ય વર્ણન.

---

**સીમા**—ઉત્તરે કીમ નદીને અંકલેશ્વર તાલુકા, દક્ષિણે ચોર્યાસી તાલુકાનો ઉત્તર ભાગ ને તાપી નદી ને વરીઆવ કસ્બો, પૂર્વે ગાયકવાડી કઠોર કસ્બો ને કામરેજ તાલુકા. પશ્ચિમે અરબી સમુદ્ર.

**દેખાવ:**—ત્રિકોણ જેવો છે.

**વિસ્તાર**—વધારેમાં વધારે લંબાઈ કીમથી ઢઉ સુધી ૨૨ માઈલ છે ને પહોળાઇ દાંડીથી સાયણ સુધી ૨૦ માઇલ છે પૂર્વ તરફની લંબાઇ કીમથી ગોથાણ સુધી ૧૦ માઇલ છે,

**કુદરતની ખુબી**—પશ્ચિમ ભાગ ક્ષારવાળો ને રેતાળ છે. ઝાડપાન વગરનો અને સપાટ મેદાન જેવો છે. નદીઓ ને ખાડીઓ કોતરો વહેળા વગરનો છે. પાણીની અછતવાળો છે.

**ડુંગરો**—ડુંગર નથી, પરંતુ કાંઠે રેતીના ઢગો ડુંગરો જેવા નાના નાના પુષ્કળ છે, તેના ઉપર આવળના ઝાડો નાનાં નાનાં હોયછે.

**નદીઓ**—કીમ, તાપી. **કીમ**—નાંદોદનાં રાજમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, એનાપર કડોદરા, ને ઇલાવ, વડોલી, ઉમરાછી વગેરે છે, એની લંબાઇ ૭૦ માઇલ છે.

**ખાડીઓ**—તેના, સેના. **તેના**—ભાડા ગામ આગળથી નીકળી અરબી સમુદ્રને મળેછે. **સેના**—ગાયકવાડી રાજ્યમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**તળાવ**—બરબોધનનું મોટું તળાવ છે. પાળ ઉપર એક નાનો બંગલો છે. છોબંધ પાળ છે, બારે માસ પાણી રહે છે. ઓલપાડનું તળાવ પણ મોટું છે, તેમાં પોયણ વગેરેનાં ફૂલો થાય છે.

**હવા**—હવા ખારી છે તેથી ઉત્તમ ગણાય છે. દરીઆ કાંઠાની હવા ઘણીજ સારી છે.

**પાણી**—પાણીની અછત છે. તળાવમાં કુવા ખોદી પાણી કાઢી કેટલાક ગામમાં લોકો પીએ છે. દામકા, સુંવાળી, વાંસવા વગેરે ઠેકાણે રેતાળ જમીનમાં પાણી ઘણાં ઉપર અને મીઠાં છે.

**વનસ્પતિ**—વનસ્પતિ બહુ ઓછી છે. બાવળ, આવળ, આમલી, વડ, તાડ, ખજુરી, લીમડા, ગુંદી, કેરા સંદેસરા, જાંબુડા. વગેરે ઝાડો કેટલેક ઠેકાણે છે. સાગ આંબા, ખેર, વાંસ વગેરે ઇમારતી લાકડાનાં ઝાડો નથી તેમજ ફળ ફળાદીનાં ઝાડો નથી, કેટલેક ઠેકાણે બળતણની પણ ઇજા છે.

**વખણાતી ચીજો:**—સાંધીએરનાં લોઢાનાં ઘાસતેલના ખડીઆ, ઓલપાડનું ખાપરીઉં અને સૂડી, પીંજરતના કામળા દોહી કુટોલાં, અને તાડી, દામકાનાં શાકભાજી મચ્છર ને મોરસ, દીહેણનો તંબાકુ ને તાડી, અરીઆણાની રાબ, વેલુકનાં જાંબુ: સોંસકનાં તુરીઆં ને ચીભડાં, સરોલીની જુવાર, મંદરોઈના ઘઉં, બરબોધનનું કોલમનું ભાત, ગોથાણનું દુધ, ઇચ્છાપોરની પાપડી વગેરે.

**ખનીજ પદાર્થ**—નદીમાંથી પથરો અને રેતી નીકળે છે, દરીઆમાંથી કાંકરા, રેતી, શીપો નીકળે છે, કેટલેક ઠેકાણે મીઠાનાં થરો બાઝેલા હોય છે. ઓલપાડ આગળ મરડીઆ નીકળે છે.

**જાનવરી પેદાશ**—ગાય, ભેંસ, બળદ, બકરાં ને ઘેટાં, કુ-

તરાં, બિલાડાં, હરણ, સસલાં, સુંડ. ઘોડાં અને ગધેડાં જવલ્લેજ નજરે પડે છે. ઘી, દુધ, અને ઉન, એ જાનવરી પેદાશ છે ઢઉના આછી, માછલાં પુષ્કળ પકડીને વેચે છે.

ધર્મ—હિંદુમાં કેટલાક વૈષ્ણવ, શૈવ, કબીરપંથી અને દેવી ભક્ત છે મુસલમાનમાં સુન્નીજ છે. પારસી આતસ બેહેરામને માનનારા છે.

વસ્તી—૫૨૦૦૦ની છે સ્ત્રી પુરૂષની સંખ્યા લગભગ સરખી છે હિંદુની વસ્તી મુખ્ય છે. ઓલપાડ, ઓરમા, બરબોધન, અટોદ્રામાં મુસલમાન છે. ભેસાણ, સુંવાલી, કુંદીઆણા, કરંજમાં પારસી છે. દીહેણ, પીંજરત, ભાંડુત, નરથાણ, કરમલા, સાંધીએર, પરીઆને ગોથાણમાં મુખ્ય વસ્તી અનાવલાની છે. સરસને ઓલપાડમાં મોતાળા બ્રાહ્મણ છે, કાંઠેના ગામોમાં કોળી ખારવાને માછીની છે.

બંદર—ભગવા.

વરાળ યંત્રો—ઓલપાડ, રાંદેર, સાંધીએર, સાયણ ને કીમ.

દવાખાનાં—ઓલપાડ, કરંજ, કુંદીઆણા, સુંવાલી, ભેસાણ દીહેણને ઇચ્છાપોર છે.

કેળવણી:—છોકરાની નિશાળ ૬૦ છે. છોકરીની નિશાળ ૪ છે. ઉર્દૂ નિશાળ ૩ છે. અંગ્રેજી નિશાળ ૧ છે. સંસ્કૃત પાઠશાળા ૧ છે.

ભાષા—ગુજરાતી છે. મુસલમાનની ઉર્દૂ છે, પણ ઝાઝો તેનો ઉપયોગ થતો નથી. ખારવાની અશુદ્ધ ભાષા છે.

ધંધો—ખેતીનો મુખ્ય છે, કેટલાકનો નોકરીનો, કેટલાકનો ખલાસીનો, કેટલાકનો કારીગરનો, કેટલાકનો દેશાવર કમાવા જવાનો,

કેટલાકનો મજુરીનો છે.

**નિકાસ**—ઘઉં, જુવાર, કપાસ, તલ, રાઈ, બાજરી, ગુવાર મઠ, ચોળા, મગ ને તુવર, ઘી, દુધ ને શાકભાજી તથા લાકડાં ઘાસ અને છાણાં અને કરસાંટી છે.

**આયાત**—ભાત, ઘાસતેલ, મીઠું, ગોળ, ખાંડ, દીવાસળી, ટોપી, ધાતુનાં વાસણો, લોઢાનો સામાન, સુતરાઉ રેશમી અને ઊનનું કાપડ, ફાનસ, ચપ્પુ, પેન, પેનસીલ, કાગળ, કાચ, ઈમારતી લાકડાં કેરી વગેરે મેવો, આદુ, સુંઠ વગેરે ગરમ મસાલો છે.

**રસ્તા:**—૧ ઓલપાડથી રાંદેર પાકો રસ્તો (સડક) ૨ દાંડીથી રાંદેર કાચો રસ્તો (સડક) ૩ બરબોધનથી રાંદેર પાકો રસ્તો (સડક) ૪ સુંવાલીથી સુરત પાકો રસ્તો (સડક) ૫ ઓલપાડથી સાયણ પાકો રસ્તો (સડક) ૬ કીમથી વડોલી પાકો રસ્તો (સડક) ૭ ઇલાવથી ઓલપાડ પાકો રસ્તો (સડક)

**રેલવે સ્ટેશન**—કીમ, સાયણ.

**નદી ઉપરનાં ગામો:**—૧ કીમ ઉપર કીમામલી, અણીતા ઉમરાછી, વડોલી. ૨ સેના ઉપર ઓલવાડ ને ભગવા. ૩ તેના ઉપર ઇચ્છાપોર, બરબોધન, તેના, ને વાંસવા. ૪ તાપી ઉપર ઢળી, ભાઠા, અડાજણ, રાંદેર વગેરે.

**વરસાદ**—સરાસરી ૨૫ ઈંચ થાય છે.

# રાજ્યરીતી.

## તાલુકાના અધિકારીઓ.

(૧) મામલતદાર (૨) ફોજદાર (૩) ઓવરશીયર (૪) ડોકટર

(૫) આસી. ડેપ્યુટી. એજયુ. ઇન્સ્પેકટર (૬) આબકારી ઇન્સ્પેકટર (૭) લોકલફંડ કલાર્ક (૮) પોષ્ટ માસ્ટર (૯) રજીસ્ટ્રાર (૧૦) મુન્સફ.

**મહેસુલી ખાતું**–આ ખાતાનો મુખ્ય અધિકારી મામલતદાર છે તેનો અધિકાર તાલુકાના બધા ખાતાપર સામાન્ય છે. એમનું મુખ્ય કામ મહેસુલ નકકી કરવાનું, એકઠું કરવાનું, અને ફોજદારી ગુન્હાનો ઇન્સાફ કરવાનું છે એમને મદદ કરવાને અવલ કારકુન (ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તાવાળો અધિકારી) હોય છે. લોકલફંડનો વહિવટ પણ મામલતદાર સાહેબ કરે છે.

**પોલિસ ખાતું**–આ ખાતાના અધિકારી ફોજદાર (પોલિસ સબ ઇન્સ્પેકટર) છે એમનો અધિકાર આખા તાલુકાના પોલિસ પટેલો ઉપર છે. એમનું કામ ફોજદારી ગુન્હા જેવા કે ચોરી, ધાડ, લૂટ, ખૂન, વગેરે ગુન્હા પકડવાનું અને મામલતદાર (માજીસ્ટ્રેટ) ને ત્યાં કમિટ કરવાનું છે,

**બાંધકામ ખાતું**—આ ખાતાના અધિકારી ઓવરશીયર છે તે તાલુકાના સરકારી મકાનો ઉપર મરામત કરાવે છે તથા નવા રસ્તા તથા પૂલો વગેરે બાંધે છે.

**દવાખાતું**—આ ખાતાના ઉપરી આસીસ્ટંટ સરજયન ડૉકટર) છે તે આખા તાલુકાની સુખાકારી ઉપર ધ્યાન આપે છે, તથા દરદીઓને તપાસી દવા પણ આપે છે ને શીતળા પણ કાંઢે છે.

**કેળવણી ખાતું**—આ ખાતાના ઉપરી અધિકારીને આસી. ડેપ્યુટી એજયુકેશન ઇન્સ્પેકટર કહે છે તે આખા તાલુકાની નિશાળો તપાસે છે ને જોઇતા સુધારા કરે છે નવી નિશાળો કાઢવી અને બંધ કરવી એ પણ એમના અભિપ્રાયથી થાય છે આ તાલુકામાં ઓરપાડ

તાલુકા સ્કુલ ગણાય છે, એ સ્કુલના હેડમાસ્ટર ને તાલુકા સ્કુલ માસ્ટર કહે છે.

**આબકારી ખાતું**--આ ખાતાના ઉપરીને આબકારી ઇન્સ્પેક્ટર કહે છે તે સરકારની પરવાનગી વગર ભાંગ, ગાંજો અફીણ દારૂ વગેરે કેફી ચીજો વેચનારને પકડે છે, પકવનારને પકડે છે, ને માજીસ્ટ્રેટને ત્યાં કમિટ કરે છે.

**લોકલફંડ ખાતું**—આ ખાતાનો વહિવટ તાલુકાના ચુંટી કઢાયલા મેમ્બરો કરે છે એના ઉપરી મામલતદાર સાહેબ છે મહેસુલની રકમ પ્રમાણે દર રૂપીએ એક આનો લઈ આ ખાતુ ઉપજ કરે છે ને તે ઉપજનો ઉપયોગ ગામોના રસ્તા, પુલો, નવી નિશાળો વગેરેમાં કરે છે. આ મંડળને લોકલબોર્ડ કહે છે એ ખાતાના ઉપરીને લોકલફંડ કલાર્ક કહે છે.

**પોષ્ટ ખાતું**—આ ખાતાના ઉપરીને પોષ્ટ માસ્ટર કહે છે. આ ખાતુ સંદેશા લઇ જવા લાવવાનું, પૈસા સાચવવાનું, પૈસા અને માલ લઈ જવા લાવવાનું, કીંમતી ચીજો લઇ જવા લાવવાનું કામ કરે છે ને તાકીદના સંદેશા ( તાર ) પણ લાવ લઇ જા કરેછે.

**રજીસ્ટ્રાર ખાતું**--આ ખાતાના ઉપરીને રજીસ્ટ્રાર કહે છે તેઓનું મુખ્ય કામ જમીનને ઘરોના વેચાણ, ગીરો, દસ્તાવેજ તથા ચીઠ્ઠો અને ફારગતીઓ રજીસ્ટર કરવાનું છે. તે ઉપરાંત પારસીઓના લગ્ન પણ નોંધવાનું છે.

**ન્યાય ખાતું**--આ ખાતાના અધિકારી મુન્સફ (સબજજ) લેણદેણ સંબંધી દાવાઓ ચુકવે છે. ( આ તાલુકો મોટો હોવાથી મુન્સફની કચેરી છે. )

# મોટાં ગામ.

## [અંગ્રેજ સરકારના ખાલસા ગામો.]

**૧ ઓલપાડ**—મામલતદારની કચેરી, મુ ાસફની કોરટ, મોટું તળાવ, કપાસનું જીન, દવાખાનું, પોષ્ટ ઓફિસ. **૨ સરસ**—જાગીરદારનું મકાન, સિદ્ધનાથ મહાદેવનું દેવળ, કુંડ, જાત્રાનેદીવસે વીનાં કમળ. **૩ સાયણ**—રેલવે સ્ટેશન, જીનો, ગેંટ, બજાર, લાકડાંની વખાર, સરકારી બંગલો, જોવા લાયક છે. **૪ સાંધીએર**—પાઠશાળા, વાવ, જીન. **૫ સ્યાદલા**—ખળીઆકાકાનું સ્થાનક, જાગીરદારનો મુકામ. **૬ કુડસદ**—જૂનું થાણું. **૭ અણીતા**—ગેંટ. **૮ ભગવા** આગબોટ. દરીઓ, વહાણો. **૯ કરંજ**—દવાખાનું, અગીઆરી. **૧૦ કુંદીઆણા**—દવાખાનું, અગીઆરી, હવેલીઓ. **૧૧ દીહેણ** મહાદેવનું દહેરૂં, કુવો નિશાળનું મકાન. **૧૨ પીંજરત**—સરકારી ઉતારો, વણાટકામ, તાડનાં બનાવેલાં દોરડાં, ખારી જમીનમાં દેખાતું મૃગજળ. **૧૩ બરબોધન**—તળાવ, હવેલીઓ, મસીદ. **૧૪ મોરા** કુવાની જાત્રા ભરાય છે તે કુવો. **૧૫ સુંવાલી**—દવાખાનું, કુવો, સ્કુલ વગેરે. **૧૬ હજીરા**—દીવાદાંડી, સેનેટરીયમ, વાડસ સાહેબની કબર. **૧૭ ઇચ્છાપોર.**

# ગામના અધિકારીઓ.

( ૧ ) મુલ્કી પટેલ ( ૨ ) પોલિસ પટેલ ( ૩ ) તલાટી ( ૪ ) સ્કુલ માસ્તર ( ૫ ) ગામ પંચ.

**મુલ્કી પટેલ**--ગામનો મુખ્ય અધિકારી છે એનો અધિકાર ગામના સઘળા અધિકારી પર છે ગામ પંચનો એ અગ્રેસર છે.

**પોલિસ પટેલ**--ગામમાં બનતા ફોજદારી ગુન્હાપર દેખરેખ રાખે છે, અને પોલિસ ખાતાના કામમાં મદદ કરે છે.

**તલાટી**--મામલતદારના તાબાનો અધિકારી છે એ મહેસુલ વસુલ કરે છે, પાકનો રીપોર્ટ કરે છે જમીનની હદ અને તગાવી નક્કી કરે છે; અને જન્મ મરણની નોંધ રાખે છે.

**સ્કુલ માસ્ટર**-(મેહેતાજી) ગામના છોકરાઓને ભણાવે છે ને તેને સુધારવા યત્ન કરે છે. ગામમાં પોષ્ટ માસ્ટરનુ કામ પણ કરે છે.

**ગામ પંચ**--ગામના ચુંટી કઢાયલા લોકોનું મંડળ છે તે ગામ સુધારાનું કામ કરે છે, તકરારી બાબતોનો નિકાલ કરે છે, આ મંડળમાં ઉપલા ચાર અધીકારી પણ હોય છે.

## ઇનામી ગામો.

**સ્યાદલા, ઓરમા, વાદીલા.**



